॥ श्री ॥

डाकोरमां

# महारुद्र महोत्सव-

# यज्ञ वर्णन-

રચનાર.

નાથજી નૃસિંહરામ પંડયા.

કપડવણજના.




નડીયાદ.

"સત્યસાગર" પ્રેસ.

સંવત ૧૯૪૪——સને ૧૮૮૮.


કીમત ૦—૦—૬

# સૂચના

આ પુસ્તકમાંની 'જમણવાર વર્ણન' સિવાયની સઘળી કવિતા તેજ વખતમાં પૂર્ણાહૂતીના દિવસે શાસ્ત્રિયો વિગેરેની સમક્ષ મેં વાંચી સંભળાવી હતી; પરંતુ હાલ સુધી જાહેરાંતમાં નહી પડવાનું કારણકે બીજું અવશ્યનું કામ!

આંની અસલ પ્રત ડાકોરમાંજ તે વખતમાં ગૂમ થએલી છે. પણ મારાં લખેલાં અસલ ટાંચણો હાલમાં હાથ આવવાથી પ્રસિદ્ધમાં મૂકુંછું.

"પૈસો હોયતો તે ખરચી આ યજ્ઞના પ્રસંગ પ્રમાણે પોતાની શક્તિ અનુસાર દેહનું સાર્થક કરવું; અને પૈસો ન હોયતો ભક્તિથી પણ દેહનું સાર્થક કરવું."

કપડવણજ
તા. ૨૧-૧-૮૮

લી. સેવક.
कर्त्ता.

॥ श्री. ॥

# महारूद्र महोत्सव
# यज्ञ वर्णन.

## ચામર છંદ.

સમસ્ત જગત રંજનં, અનીતિ ભીતિ ભંજનં,
ભવાબ્ધિ ફંદ કૃંતનં, પુનીત પ્રેમ મંજનં;
પ્રમોદ કારકં મનં, તું આપ જ્ઞાન અંજનં,
નમામિ હે નિરંજનં! અગાધ શત્રુ ગંજનં. ૧

---

## શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

શ્રી કૈલાસ નિવાસિ શંકર પ્રભૂ, ગંગે સતિ મસ્તકે,
સર્વાંગે વિભુતી જટાધર દિસે, કારૂણ્ય કંથાંબિકે;
રૂદ્રાક્ષાભરણે સમાધિ વરણે, શાર્દૂલ ચર્માંબરે,
કંઠે નાગ લલાટ ચંદ્ર-ગિરજા, શોભે સદા મંદિરે. ૧

જેને વાહન છે સદા વૃષભનું, ત્રિશૂળ ધારી હરા,
ભૂતાદિગણ હોયજો નિકટમાં, તો પ્રિય તેને ખરા;
એવા દીન દયાળ પાળ જિવના, આદિ અનાદિ પતિ,
સાષ્ટાંગે નમુ તેહને કવનથી, વંદી કરૂં વિનતી. ૨

# યજ્ઞ મંડપ શોભા વર્ણન.

---

## દોહરા.

વન્હિ[3] વેદ[4] ભક્તિ[9] શશિ[1], વિક્રમ સંવત જાણ;
મ્રગશિર* માસનિ પંચમી, ક્રષ્ણ પક્ષ પરમાણ. ૧

તે દિન મહુરત આદર્યું, કરવા યજ્ઞ પુનીત;
સમિ† છેદનનું કૃત્ય પછિ, આરંભ્યું શુભ રીત. ૨

પોસ વદી દ્વિતિયા અને, શુભ વાસર વળિ સોમ;
તેહ દિવસ પૂજન કરી, સરખી કીધી ભોમ. ૩

પૂણ્યાવાહનદિક વિધિ, શંકુચ્ચયન વરંદ;
ગણપતિ પદ વંદી પ્રથમ, કિધ "મંડપ આનંદ." ૪

દ્વાદશ સ્થંભ સમારિયા,[1] સમ ચતૂર સ્થંભ પંચ[2];
એક હસ્ત[3] વસુધા[4] વિશે, ઘાલ્યા ગતિ નહિ રંચ. ૫

એહ વેદિ ઉપર બધે, ગોઠવિ કાષ્ટ અમૂલ્ય;
મધ્ય ભાગ ગૂમ્મટ વડે, કરિયું શિખ્ખર તૂલ્ય. ૬

તે મધ્યે વેદી કરી, નવમા ભાગનુ માપ;
એક હાથ ઉંચી દિસે, શોભિત સર્વ અમાપ. ૭

પાંચ પીઠ તેમાં કર્યાં, ચતુઃ સિમા છે ચાર;

---

* માગશર- † સમડાનું વૃક્ષ- ૧ બનાવ્યા- ૨ પાંચ- ૩ હાથ- ૪ પૃથ્વી.

અગ્નિ કુણમાં ગણપતિ, ઇશાન નવ ગ્રહ સાર. ૮

વાસ્તૂ સુર નૈઋત્યમાં, વાવ્યે સ્નાનનું પીઠ;
એહ ચતુરસી મધ્યમાં, મહારૂદ્ર પિંડ ઇષ્ટ. ૯

પદ્મ પત્ર[1] આકૃતિ દિસે, વિલોકતાં રચનાય;
પંચ વક્ર શિવજી સહિત, બેઠાં જ્યાં ઉમયાય. ૧૦

તેહ તણી પશ્ચિમ દિશા, ફૂટ એક પરિમાણ;
અસ્વ પત્ર[2] આકૃતિ તણો, કીધો કુંડ પ્રમાણ. ૧૧

માપ કરયું છે તેહનું, બે ઉપર પા હસ્ત[3];
અંગ તેહનાં કહુ હવે, સુણો તેહ થઈ સ્વસ્ત. ૧૨

કંઠ મેખલા, કર્ણિકા, યોનિ નાળને ખાત;
કીધો ઉંડો વિધિ વડે, આંગળ ત્રિશને સાત[4]. ૧૩

નૈરૂત કુણ વાસ્તૂ તણા, હોમ વિધિને કાજ;
એક હસ્તનું ત્યાં કર્યું, સ્થંડિલ શોભિત સાજ. ૧૪

પીત, શ્યામ, ઉદિ, કેશરી, રક્ત બેજ ત્રણ સ્વેત;
લીલી એક મળી દસે, ધ્વજા પતાકા વેત. ૧૫

તે મધ્યે મહધ્વજ દિસે, મળિ સરવે વિસ એક;
બાંધી ઘંટા[5] તેહને, આંણી ઊર વિવેક. ૧૬



૧ કમળનું પત્ર- ૨ પીંપળાના પાનજેવી- ૩ સવા બે હાથ
૪ સાડત્રીશ આંગળ ૫ ઘંટડીઓ.

# સ્થાપન વર્ણન.

---

## શાર્દૂલ વિક્રિડિત વૃત.

કીધૂં સ્થાપન આદિમાં ગણપતિ, વંદી પુરા પ્રેમથી,
વાસ્તૂ દેવ પછીથિ મંડપતણું, ને દ્વારનું નેમથી;
કુંડાગ્નિ અજ[1]આદિ દેવ અરચ્યા, જે સર્વતો ભદ્ર છે,
મધ્યે જેહ પ્રતાપિ સ્થાપન દિસે, છે લીંગ તો ભદ્ર તે ૧

---

## વસંતતિલકા વૃતમ્.

હોમાદિ કૃત્ય સઘળા, કરતા પ્રમોદે,
વિપ્રો સરસ્વતિ મદે, કઇ તત્વ શોધે;
લાગ્યા પછી નિગમ શબ્દ ઉચ્ચારવાને,
'સ્વાહા' વદે મુખથિ, અગ્નિ જમાડવાને. ૧

---

# યજ્ઞ દિવસ.

## ગીતિ વૃત.

વિક્રમ શક સુખદા છે, શિવનયન,[3] વેદ,[4] ભક્તિ[9]ને ભાનું[1];
શુક્લ પક્ષની નવમી, માઘ માસ ઋતુ વસંત શુભ માનું ૧

તેહ દિવસ અનુરાગી, યજ્ઞારંભ્યો પ્રેમ અધિક આંણી;
પૂર્ણાહુતિ કિધી પછિ, ત્રયોદશી દિનકર સારો જાંણી. ૨

---

૧ બ્રહ્મા.

## માલિની વૃત.

ઘણણ ઘણણકારી, ઘંટના નાદ થાયે,
જય જય જય શબ્દો, ઠામ ઠામે ગવાયે;
ઝટ ઝટ ઝટ દોડી લોકનાં વૃંદ જાય,
નમિ નમિ નમિ લાગે, સર્વ મ્હારૂદ્ર પાય. ૧

---

## ભ્રાંતાપહ્નુતિ અલંકાર.

### શાર્દૂલ વિક્રિડિત વૃતમ્.

પ્રેમેથી અહિ યજ્ઞ મંડપ રચ્યો, કે સ્વર્ગ મંડપ્ કહું,
વિપ્રો આ વેદોકત મંત્ર ભણતા, કે દેવતાઓ લહું;
ગોરી સૌભાગિ ગાય છે ગુણવતિ, કે અપ્સરા યૌવને,
આહા ! !શી ખુબિ ઉર્વિમાં[1] પ્રગટિઆ, સંકેત ઝાજો મને. ૧

---

## મનહર છંદ.

શું છે આ દિવાળી કે, વિવાહ તણો દા'ડો આજ,
નિરખતાં ભૂવન દુકાનને અટારિયો;
આનંદ દિપકવડે પ્રગટ્યા દિપક બહુ,
નવાં નવાં વસ્ત્ર સજિ ફરે નર નારિયો;
ચારે પાસ આજ જે જે કારના અવાજ થાય,
અવલોકિ કવિ ઉરે ઉમંગ વધારિયો;
ધન્ય આ દિવાળિ, બધા ભકતને ઉદ્ધારવાને,
શિવજીએ શું આ હશે કૈલાસ ઉતારિયો. ૧

---

૧ પૃથ્વી.

## રસોઇ સ્થળ વર્ણન.

### ઝુલણા છંદ.

થાય રસોઇ ચાપલ્ય ભાવે થકી,
ઠામ ઠામે જઇ ધારિ જોતાં;
સ્વર્ગ શોભા બની સદ્ય સર્વે સ્થળે,
પ્રેમ રાખી બધે ચિત્ત પ્રોતાં;
જોઇને પર્મ ખૂબી કવિને ઉરે,
આજ આભાસ એવો થયો છે;
દાળ કેરાં બકડિયાં ચઢ્યાં અગ્નિમાં,
કે તપસ્વિ તણી ધૂણિયો છે ! ! ૧

---

## જમણવાર વર્ણન.

### દોહરા.

મોડાસાને વિરપુર, દેશાદિના લોક;
આવ્યા જોવા કારણે, યજ્ઞ તણો સંજોગ. ૧

છત્રિશીના જન બધા, અને ચરોતર સર્વ;
નોતરિયું પ્રીતે થકી, ઉરમાંહે તજિ ગર્વ. ૨

આવ્યા સરવે હાવથી, શિવ દર્શનને કાજ;
મહા ઉલટ મનમાં ધરી, મળિયો સર્વ સમાજ. ૩

ધન્ય ઘડી કહું આજની, ધન્ય કૃત કરતાર;

કુટુંબ સહુ ભેગૂં થયું, ડંક પૂર દરબાર. ૪

સ્નાન કરે અરૂણોદયે, ગોમતિ તટ પાવંન;
ભાળ તિલક કરિ કેશરી, પામે હરિ દર્શન. ૫

---

## ઝૂલણા છંદ.

બાર ઉપર થયા બેજ કલાક જ્યાં,
આભ દેખાય દિનકર નમેલો;
બ્હાર જમવા તણી વખત થઇ જાણિને,
આવિ કીધો મળી વિપ્ર ઠેલો;
પંથમાં યુકિતથી પંકિત કીધી ભલી,
સર્વ સાજંન આવી ભરાણું;
કોઇ નાહ્યા અને કોઇ સોળે થયા,
વાટ જોતા પિરસવાનિ ભાંણું. ૧

કોઇક જૂવાનિયા ચોટલી હોળિને,
ચોળિ ગૂલાબનુ નીર અંગે;
કો પિતાંબર તણી પાટલી સાચવે,
ચાલતા હાથ ગ્રહિને ઉમંગે;
કો પિરસવા તણા ધ્યાનમાંહે ધસે,
મ્હેનતેથી મમતમાં મચેલા;
બાંધ પર દાળ કેરાં બકડિયાં લઇ,
હાક દઇને કરે કોઇ હેલા. ૨

અંગ ઉપર અલંકાર સજિયા ઘણા,

કેશરી આડ કીધી લલાટે;
વાર લાગે કદિ જો પિરસવાનિ તો,
હાંક મારે કોઈ ઘૂઘૂવાટે;
નગરની નારિ જળ પાત્ર લઇને શિરે,
અંગ પર રેશમી વસ્ત્ર ધારી;
ઠમકતી ચાલથી જાયછે ઠોકરે,
જોઇ મેલાવડો સર્વ ભારી. ૩

કંઈ મિતાહારી થોડેથિ સંતોષ થઇ,
ખાયછે જેમને જેમ ભાવ્યું;
કોઈકે દાળ ને શાક પડતાં મુકી,
યુદ્ધ મિષ્ટાંન્ન સાથે મચાવ્યું;
કો પ્રિતેથી બહું પાન ઘૃતનું કરી,
થાયછે મનમાં પૂર્ણ મગ્ન;
પામિગો ખુશ કવિ જોઈ સર્વે સ્થળે,
વિપ્ર જઠરાગ્નિનો હોમ યજ્ઞ. ૪

પોત પોતા તણા સદનમાંહે થકી,
સૌ પિરસવા તણાં પાત્ર લાવ્યા;
ભાવ આણી ઉરે યજ્ઞ કરનારને,
પુરજનો આપવા સ્હાય આવ્યા;
વિપ્ર કો પંકિતમાં હાથ જોડી ફરે,
જ્ઞાતિજનને નમસ્કાર કરવા;
ધન્ય દિવસ અને ધન્ય ઘડિ આજની,
એમ લાગ્યા મુખેથી ઉચરવા. ૫

## યજ્ઞ કરવાની પૃથવી કેવી જોઇએ ?

### દોહરો.

વાડવને[1] ધૃત[2] ગંધની, ક્ષત્રિ રકત[3] અભિરામ,
વૈસ્ય યજ્ઞ પિત[4] ભોમમાં, શૂદ્ર મૃત્તિકા સ્યામ[5] ૧

## મહા:રૂદ્ર કોને કહેવો !

### શાર્દૂલવિક્રીડિતવૃત.

પ્હેલે દિવસ બે પુરી પ્રિત વડે, કીધા લઘૂ રુદ્રને,
બીજે ચાર અને ત્રિજે ચતુરછે આનંદકારી મને;
ચોથે દિવસ એક રુદ્ર કરિઓ, સેવી ઉમાના પતે,
એ રીતે અગિયાર રુદ્ર લઘુથી, મ્હારૂદ્ર છે એક તે. ૧

## યજ્ઞ કર્ત્તાનું રહસ્ય.

### ગીતિવ્રત.

ડંકપુર તણિ માંહે, યજ્ઞ શુશોભિત થયો સફળ માન,
સેવકરામ તનૂજે, ગરબડ ને હરિલાલ ધૈર્યવાન;
શાંન્ડિલ ગોત્ર ત્રિપ્રવરે, દેવી કાત્યાયની યજૂર્વેદ,
શાખા માધ્યદિનીની અટકે અધ્યારૂ માનજો ભેદ. ૨

---

૧ બ્રાહ્મણને. ૨. ઘી જેવી સુગંધીવાળી મૃતિકાની ૩. ક્ષત્રીને લાલ રંગની મ્રતિકાની. ૪ વૈસ્યને પીળારંગની મૃતિકાવાળી. ૫. શૂદ્રે કાળી માટીની પૃથ્વી ઉપર યજ્ઞ કરવો.

# કાવ્ય કર્ત્તાનું રહસ્ય.

## વસંત તિલકાવૃત

વિશ્વેશ રાય રણછોડ જ્યહાં વસેછે,
જ્યાં ગૌમતી જળ પવિત્ર તરંગ લેછે;
જ્યાં ડંકનાથ રસિકાશ્રમ જોઉ ભૂમી,
વિસ્મર્ણ થાઉ કયમ તે મુજ જન્મ ભૂમી ૧

આળોટિયો શિશુ પણે, શુભ જે ધરામાં,
પાળ્યો પ્રિતે પ્રથમથી, મુઢ વાસનામાં;
જ્યાં જન્મતાં પુરણુ રક્ષણુ કીધ મારૂં,
એ જન્મ ભૂમિ કયમ વિસરિ જાય વારૂં? ૨

જ્યાં પ્રિત લાવિ બહુ બાળકમાં રમ્યોછું,
જે મેડિ મંદિર બજાર વિશે ભમ્યોછું;
જોતાં બધું અધિક હું, મન મોદ પામું,
હે માત! જન્મ વસુધા, તુજ શિશ નામું. ૩

યોગેશ ડંક મુનિ જે સ્થળમાં થયાછે,
દ્વારામતિ તજિ જ્યહાં, પ્રભુ જૈ રહ્યાછે;
જ્યાં ઘંટ નાદ સુણિ મન મુદિત પામે,
જ્યાં ભકત વૃંદ વશિ મુક્તિ પદે વિરામે. ૪

જ્યાં સાધુ સંત ધશિ દર્શન કાજ આવે,
જે સ્વર્ગ ભૂમિ સમ માનવમાં કહાવે;
મ્હા યોગિરાય કરિ આશ્રમ જ્યાં રહેછે,
નક્કી પવિત્ર મુજ જન્મનિ ભૂમિ એછે. ૫